# કોરીયાની લડત

લેખક:
નંદલાલ મણિલાલ શાહ.

મૂલ્ય ચાર આના.

# કોરીઆની લડત

લેખકઃ

નંદલાલ મણિલાલ શાહ.

પ્રત ૨૧૦૦. સંવત ૧૯૭૯.

યુગધર્મ કાર્યાલય,
અમદાવાદ.

# લેખકની પ્રસ્તાવના

'કોરીઆની લડત' એ વિષે બે લેખો યુગધર્મ માસિક-ના કાર્તિક અને માગશર માસના અંકોમાં પ્રકટ થયા હતા. એમાં કેટલોક સુધારોવધારો કરી આ પુસ્તક બહાર પાડ્યું છે. લેખો લખવામાં નીચેનાં પુસ્તકો ઉપર આધાર રાખ્યો છે.


૧. Non-cooperation in other Lands
by A. Fenner Brockway.

૨. The Passing of Korea
by Hulbert.

૩. The Rising Temper of the East
by Frazier Hunt.

૪. The Case of Korea
by Henry Chung.

૫. Korea's Fight for Freedom
by F. A. Mckenzie.

સૌ કોઇને એ ન્હાનકડા દેશની લડતનો કાંઇક ખ્યાલ આવે અને કોરીઆવાસીઓનો અપૂર્વ આત્મભોગ, એમનું વિશુદ્ધ બલિદાન અને એમની ઉજ્જવળ દેશભક્તિ વાચકોનાં હૃદયમાં ભક્તિ અને શ્રદ્ધા પૂરે એ આશાએ આ પુસ્તક પ્રકટ થાય છે.

અમદાવાદ,<br>મહા શુદ ૯ ને<br>શુક્રવાર.

નંદલાલ મણિલાલ શાહ.



# કોરીઆની લડત.



કોરીઆ ચીન અને જાપાનની વચ્ચે આવેલો ન્હાનોશો દ્વીપકલ્પ છે. એની વસ્તી ૧$\frac{૩}{૪}$ કરોડની છે. હાલ તે જાપાનને કબજે છે. જેમ અંદર અંદર લડીને હિન્દુસ્તાન અંગ્રેજોને હાથ ગયું તેમ રાજકુટુમ્બની સસરાવહુની લડાઇમાં કોરીઆ જાપાનીઓને હસ્તક થયું છે. ત્યાંના લોકો આપણી માફક ખેતીપ્રધાન છે: પક્ષો ઉભા કરી અંદર અંદર લડવામાં તેઓ આપણા જેટલા જ શૂરા છે. પરિણામે તેમણે આપણી માફક જ સ્વતંત્રતા ગુમાવી છે. દિલગીરી માત્ર એટલી છે કે આપણા ઇતિહાસમાંથી એમણે કાંઇ શીખામણ લીધી નહિ, એટલે હવે એમને હાથ ઘસવા વારો આવ્યો છે.

કોરીઆનો ઇતિહાસ આપણા દેશની માફક જૂનો છે. એમનામાં પણ આપણા રામ જેવો કીજા રાજા થઇ ગયો. બૌદ્ધધર્મ એ દેશમાં દાખલ થયો, તે આપણા દેશના જ ભિક્ષુક મારંતના હાથે. કોરીઆએ બાદ્ધધર્મ અંગીકાર કરી જાપાનને આપ્યો.

## જાપાનની ચઢાઇ

સન ૧૫૯૨ માં જાપાને કોરીઆ પર પહેલી ચઢાઇ કરી. તેમાં તે હાર્યું, અને તેના ૧,૮૦,૦૦૦ માણસો દરિયામાં ડૂબી મૂઆ. ૧૫૯૭ ની બીજી ચઢાઇમાં પણ તેના એ જ હાલ થયા. તે પછીના ૨૫૦ વર્ષ સુલેહશાંતિમાં ગયાં. સન ૧૮૬૩ માં કોરીઆનો રાજા ચુલજંગ મરણ પામ્યો, અને તેની વિધવા રાણીએ કુમાર તૈવૂનના બાર વર્ષના બાળકને ખોળે બેસાડયો. રાજા ન્હાની ઉમરનો હોવાથી રાજકારભારનો બધો ભાર તેના પિતા કુમાર તૈવૂનને સોંપ્યો. કુમારે મીન કુટુમ્બની રાજકુંવરી સાથે બાળરાજાનું લગ્ન કર્યું, અને ત્યારથી સસરાવહુની લડાઈના ગણેશ મંડાયા.

## સસરાવહુની લડાઈ

અત્યાર સુધી કોરીઆ ચીનની શીતળ છાંયા નીચે રહી મોજ મારતું હતું, અને પરદેશીઓ એની સામે આંખ પણ ઉંચી કરી શકયા ન હતા, પણ કુમાર તૈવૂને પરદેશી કુંવરીને ઘરમાં લાવી કલહનાં બીજ રોપ્યાં. કુમાર પોતે ચુસ્ત બૌદ્ધધર્મી હતા. પરદેશીઓની એમને ભારે ચીડ હતી. એ વખતમાં ખ્રિસ્તી પાદરીઓએ આવી ખ્રિસ્તી-ધર્મનો પ્રચાર કરવા માંડયો હતો. કુમારથી આ સહન ન થયું. એમણે પાદરીઓને બોલાવી દેશ છોડી જવા ફર-માવ્યું. પાદરીઓએ જવાની ના પાડી એટલે કુમારે એમને

કરપીણુ રીતે મારી નંખાવ્યા. આથી ખ્રિસ્તીધર્માનુયાયીઓમાં ગભરાટ ફેલાઇ ગયો. પાદરીઓએ ખ્રિસ્તી લોકોના ઘરમાં આશ્રય લીધો એટલે કુમારે ખ્રિસ્તીઓ પર ત્રાસ વર્તાવ્યો, અને જે કોઈ ખ્રિસ્તી સ્ત્રી, પુરૂષ કે બાળક નજરે પડે એને ત્યાંને ત્યાં જ ઠાર કરવાનો હુકમ કર્યો. લગભગ ૨૦,૦૦૦ માણસ આ હુકમના ભોગ થઇ પડયા. કેટલાયે દેશ છોડી મંચુરીઆ નાઠા અને ત્યાંના બરફમાં જ દટાઇ મૂઆ. લોકોમાં હાહાકાર વર્ત્તી રહ્યો. આથી કુમાર તૈવૂનના હાથમાંથી રાજસત્તા લેઇ રાજા પોતે રાજ ચલાવવા લાગ્યો. પણ રાજામાં બહુ માલ નહોતો એટલે બધી સત્તા રાણીસાહેબના હાથમાં ચાલી ગઇ.

## જાપાન અને કોલકરાર

સન ૧૮૭૬ માં કોઇ જાપાની વહાણ કોરીઆના બંદરે આવી ચઢયું. કોરીઆના એક વહાણે આ વહાણ પર બંદુક છોડી, અને એથી કેટલાક જાપાનીઓના જાન ગયા. જાપાને લડાઇનો દમ ભીડાવ્યો. રાણીસાહેબ નમી પડયાં અને જાપાનની સાથે મિત્રાચારીના કોલકરાર કર્યા. આ કોલકરારથી કોરીઆનાં કેટલાંક બંદરોએ વેપાર કરવાની જાપાનને છૂટ મળી અને જાપાનનો એલચી કોરીઆની રાજધાની સિયુલમાં રહેવા લાગ્યો. કુમાર તૈવૂનને આ માથાના ઘા જેવું લાગ્યું, પણ ગમ ખાઇ બેસી રહ્યા. સન ૧૮૮૧ માં દુકાળ પડયો. રૈયતને ખાવાના સાંસા પડયા. લશ્કરને પણ ચોખાની તંગી પડી. કુમાર તૈવૂનને આમાં

રાણીસાહેબના માનીતા વજીરની અનાજચોરી દેખાઈ. એમણે લશ્કરને સજ્જ કર્યું અને બીજે દિવસે બળવો થયો. પહેલવહેલા તો રાજમહેલ પર જ હલ્લો થયો, અને જે અમલદારો સામે થયા એમનાં ધડ ને માથાં જૂદાં થયાં. રાણીસાહેબ દાસીના લિબાસમાં એક નોકરની ખાંધે ચઢી પોબારા ગણી ગયાં. કુમાર તેવૂને રાજમહેલમાં રાણીસાહેબને બહુયે ખોળ્યાં, પણ તેમનો પત્તો શાનો મળે ? આથી એમનો ધુંધવાતો ક્રોધ ભભૂકી ઉઠયો, અને રાણીસાહેબનાં માબાપ તથા પીએરનાં તમામ સગાંવહાલાંઓને એમણે ઠાર કરાવ્યાં. તે પછી રાજમહેલની બહાર નીકળી જાપાની એલચીના મકાન પર ધસ્યા, અને બાકીનો રોષ એના પર કાઢયો. બીચારા જાપાનીઓને ભાગતાં ભાગતાં ભોંય ભારે થઇ ગઇ, અને એલચીનું મકાન બંદરની એટલું લગોલગ ન આવ્યું હોત તો એક પણ જાપાની જીવતો જાત કે નહિ એ સવાલ થઇ પડત. છેવટે ખાલી પડેલા મકાનને પણ આગ લગાડી દેવામાં આવી અને જે જાપાની હાથ આવ્યો તેના બે કટકા કર્યા. એવામાં ચીનનું લશ્કર આવી પહોંચ્યું, બળવાને શમાવી દીધો અને કુમારને પોતાના વહાણમાં જ્યાફત માટે નોતરી ચીન વિદાય કર્યા એટલે રાણીસાહેબના જીવમાં જીવ આવ્યો, અને પોતે રાજમહેલમાં આવી રાતવાસો રહ્યાં. સવારમાં ઉઠી ૪,૦૦,૦૦૦ યેન આપી જાપાનની મનામણી કરી અને એલચીનું મકાન નવું બાંધી આપ્યું.

બદલામાં જાપાની એલચીએ રાજાને જાપાની બંદુકો ભેટ આપી અને જણાવ્યું, કે જાપાનને કોરીઆના પૈસાની ખ્વાહિશ નથી, મૈત્રિની ખ્વાહિશ છે. ધીરેધીરે રાજાના દિલમાં ચીનની સામે વસવસો પેદા કરવાની વાતો એલચીએ છેડવા માંડી અને ચીનથી કોરીઆને કાંઈ લાભ નથી એમ ઠસાવવા માંડયું. એક દિવસ લાગ જોઇ કોરીઆને ચીનથી સ્વતંત્ર જાહેર કરવાની વાત રાજાના કાને નાંખી. રાજાએ એ મૂંગે મ્હોડે સાંભળી પણ કાંઈ આશા આપી નહિ. આખરે એલચી નિરાશ થયો અને પોસ્ટ-માસ્તર જનરલ હોન્ગ, કર્નલ સો, રાજનો ભાયાત પાક, કીમ વગેરે વજીરમંડળના વિરોધીઓસાથે એણે મસલત કરવા માંડી. સન ૧૮૮૩ ના ડીસેમ્બર માસની ૪ થી તારીખે પોસ્ટમાસ્તર હોન્ગે બધા વજીરોને મિજબાની આપી. મિજબાની ચાલતી હતી એવામાં લ્હાયની બૂમ પડી. જનરલ મીન તપાસ કરવા બહાર નીકળ્યો. પાંચ સાત મારાઓ તેનાપર તલવાર લેઇ તૂટી પડયા. મીન ઘવાયલો, લોહીથી દડદડતો પાછો ફર્યો. એના દીદાર જોઇ મિજબાનોના હોશકોશ ઉડી ગયા. પાક રાજાના મહેલ તરફ દોડયો અને રાજારાણીને સઘળી ઘટના નિવેદન કરી. રાજારાણીએ પાકને પગે પડી આજીજી કરી. પાકે એમને સુરક્ષિત સ્થળે લેઇ જવા માથે લીધું, અને તાઇ-મહેલ આગળ દોરી લાવ્યો. ત્યાં તેમની આસપાસ જાપાની લશ્કર અને વિદ્યાર્થીઓનું ટોળું ઘેરાઇ વળ્યું અને

રાજાનો અંગરક્ષક જનરલ હાં આભો બની ગયો. એટલામાં રાજમહેલના મુખ્ય ખોજાસરાએ એને ઇસારો કરી બાજુએ બોલાવ્યો અને કાનમાં ફુંક મારી, કે "મામલો ગંભીર છે." જનરલ હાંએ ડોકું હલાવ્યું અને ચીનના લશ્કરના સેનાધિપતિ જનરલ યુઆનને બોલાવવા એમ નક્કી કર્યું. પણ જનરલ યુઆનને સંદેશો પહોંચાડવા માણસ મોકલે તે પહેલાં તો એ બન્નેને જાપાનીઓએ દૂર ખસેડયા, અને જરા આઘે લેઈ જઈ પૂરા કર્યા. તે પછી રાજા પાસે તાઇમહેલમાં રૂબરૂ હાજર થવા વજીરોને ચીઠ્ઠીઓ લખાવી અને મહેલના દરવાજા આગળ જાપાનની ટોયામાની લશ્કરી શાળામાં ભણેલા વિદ્યાર્થીઓને હાથમાં નાગી તલવાર આપી ઉભા રાખ્યા. વિદ્યાર્થીઓએ વજીર આવતા ગયા તેમ તેમ તલવારના એક જ ઘાથી તેમનાં ધડ ને માથાં જૂદાં કર્યાં, અને તેમનાં મુડદાંને ઘસડી એક ખૂણામાં ફેંકી દીધાં. બીજે દિવસે રાણીસાહેબે પોતાની હિકમતથી ચીનના લશ્કરના સેનાધિપતિ જનરલ યુઆનને સંદેશો પહોંચાડયો. યુઆને તા. ૭ મીએ દરવાજા પર આવી મહેલમાં દાખલ થવા રજા માગી. જાપાનીઓએ તેને રોકયો, પણ યુઆન એકલો નહોતો. યુઆનની સાથે ૨૦૦૦ ચીનનું અને ૩૦૦૦ કોરીઆનું લશ્કર હતું. એણે તુરત જ મહેલને ઘેરો ઘાલ્યો. જાપાની એકચીના હાંજા ગગડી ગયા. એણે સુલેહ કરવાની વાત કરવા માંડી, પણ બીજાઓએ તે ન સાંભળી.

આખરે યુદ્ધ કરવાનું નક્કી ઠર્યું. યુદ્ધ ચાલતું હતું એ દરમ્યાન રાજાના એક ખિદમતગારે હોંગનું ખૂન કર્યું. આથી અંદરના લશ્કરમાં ગભરાટ ફેલાયો. છતાં ચાર દિવસ સુધી જાપાનીઓએ અને કોરીઆના યુવાન વિદ્યાર્થીઓએ જનરલ સોની સરદારી નીચે યુદ્ધ ચાલુ રાખ્યું. અંતે દારૂગોળો ખૂટી ગયા એટલે બૈરાંછોકરાંઓને વચમાં રાખી જાપાનીઓ હાથમાં તલવાર લેઇ મહેલની બહાર નીકળ્યા અને જેઓના હાથમાં તલવાર હતી તેઓ તલવારથી અને તલવાર નહોતી તેઓ રેતની મૂઠીઓ દુશ્મનોની આંખમાં નાંખી રસ્તો કરતા આગળ વધ્યા. દુશ્મનના ગોળાઓનો અને ગોળીઓનો વર્ષાદ એમણે ફુલના દડાની માફક ઝીલ્યો, અને પોતાની તલવાર ફેરવતાં અને રેતની મૂઠીઓ ઉડાડતાં, ડગલે ડગલે દુશ્મનોની સામે લડતાં આખી રાત એમણે કૂચ કરી, અને સવારે સિયુલથી ૨૭ માઇલ દૂર ચેમુલ્પોના બંદરે આવી પહોંચ્યા. ત્યાંથી જાપાની સ્ટીમર ચીડોસી મારૂમાં બેસી તેઓ જાપાન આવ્યા. તેમની સાથે જનરલ સો જૈપીલ અને એના યુવાન વિદ્યાર્થીઓ પણ ઉતર્યા. જંગી જાપાની લશ્કર લઇ કોરીઆપર ચઢાઇ કરવાની અને ચીનાઓ પર કીનો લેવાની સોએ ઉમેદ બાંધી હતી. આ ગાટે જાપાની પરદેશ ખાતાના વજીરને મળવા તેણે પત્ર લખ્યો. વજીર એ પત્રનો જવાબ જ ગળી ગયો. સો સૌ વિદ્યાર્થીસૈનિકોને લેઇ વજીરના મકાને પહોંચી ગયો અને અંદર દાખલ થઇ વજીર આગળ ઉભો રહ્યો. વજીરે ચીન સામે લડવાની

ના પાડી. સોએ કારણ પૂછ્યું. વજીરે જણાવ્યું કે " અમારી એટલી તૈયારી નથી. " પછી બધા વિ-દ્યાર્થીસૈનિકો તરફ ફરી એણે સવાલ કર્યો: "તમે શું કરવા ધારો છો ?" સોથી આ ન સંખાયું; ક્રોધથી એ રાતોપીળો થઇ ગયો. એના સાથીઓની આંખમાં શાંત રહેવાની આજીજી ભરી હતી, પણ સોથી ન જ રહેવાયું.

"આ સમુરાઇની રીત કહેવાય કે ? અમે તમારાપર વિશ્વાસ રાખ્યો. તમે અમને દગો દેવા બેઠા છો. મારે હવે તમારા દેશમાં નથી રહેવું; હું તમારાથી પૂરી રીતે ધરાઇ ગયો છું. હવે તો જે દેશમાં લોકો વચન પાળે છે અને એક બીજાની સાથે ઇમાનથી રહે છે એ દેશમાં હું ચાલ્યો જઇશ." બીજેજ દિવસે તે જાપાન છોડી સાન ફ્રાન્સીસ્કો આવ્યો. ત્યાં છાપાંઓ વહેંચી રોજના ત્રણ ડોલરથી શરૂઆત કરી અને આખરે યુનિવર્સિટીમાં અભ્યાસ કરી ડોકટરની પદવી મેળવી અમેરિકાના શહેરી તરીકે પોતાનું નામ દાખલ કરાવ્યું, અને ત્યારથી તે જનરલ સો મટી ડોકટર ફીલીપ જેસન બન્યો.

## રાણીનું ખૂન

સને ૧૮૯૪ માં ચીન અને જાપાન વચ્ચે લડાઇ શરૂ થઈ અને એમાં ચીન હાર્યું. જાપાનની આડ-ખીલી દૂર થઇ, અને કોરીઆ ઓથ વિનાનું થઇ ગયું. સને ૧૮૯૫ ના સપ્ટેમ્બર માસમાં જાપાની એલચી વાઇ-

કાઉન્ટ ઈનુયાની જગ્યાએ વાઇકાઉન્ટ મીઉરા આવ્યો. નવા એલચીએ આવીને જોયું કે રાણી જાપાની અમલદારોના હાથ નીચેના લશ્કરને વિખેરી નાંખવાની અને જાપાનની તરફેણના વજીરોને રજા આપવાની ખટપટ કરી રહી છે. એલચીએ પોતાના સેક્રેટરી સુગીમુરાની સલાહથી રાણીનો કાંટો કાઢી નાંખવાનો નિશ્ચય કર્યો. એટલે એણે કુમાર તૈવૂનની સાથે ઉઠબેસ કરવા માંડી. એક મહિનામાં જ બધી યોજના તૈયાર થઇ ગઇ. અકટોબરની ૮ મીએ સવારમાં કુમાર સાહેબના બંગલા આગળથી કેટલાક હથિયારબંધ સિપાઇઓ અને જાપાનીઓનું ટોળું રાજમહેલ તરફ નીકળ્યું. રાજમહેલમાં પેસતાં વેંત જ એમણે રાણીસાહેબના માણસોને ઝબ્બે કરવા માંડયા અને રાજાના કમરામાં જઈ રાજાને ચોમેરથી ઘેરી લીધો. પછી રાણીસાહેબની તપાસ શરૂ થઇ; રાણીસાહેબ બીજા કમરામાં ભરાઇ બેઠાં હતાં; ત્યાં કેટલાક સિપાઇઓ અને જાપાનીઓ જઇ પહોંચ્યા. પણ આગળ વધતાં રાજમહેલના કારભારીએ તેમને રોકયા. તલવારના એકજ ઝટકે કારભારીને એમણે પૂરો કર્યો અને રાજમહેલની બાંદીઓમાં ગભરાટ ફેલાઇ ગયો. તેઓ આમથી તેમ નાસભાગ કરવા લાગી. જાપાનીઓએ તેમના ચોટલા ઝાલી પકડી રાખી અને તલવાર ઉગામી પૂછયું, "રાણી કયાં છે?" બાંદીઓ રડી પડી. ધ્રૂસકા ખાતાં કહ્યું, " ખબર નથી. "

જાપાનીઓએ ચોટલા ઝાલી તેમને ખૂબ ચક્કર ચક્કર ફેરવી, ફટકાવી પણ "ખબર નથી" એ સિવાય બીજો હરફ તેમના મ્હોમાંથી નીકળ્યો નહિ. જાપાની અધિકારી ઓકામોટો સૌથી મોખરે ચાલતો હતો. કુમારસાહેબના બંગલે એકઠા થયેલા માણસોને 'શિયાળ' ની ખબર લેવાની ભલામણ તેણે જ કરી હતી. તે પોતાની ગીધ જેવી નજર ચોગરદમ ફેરવતો હતો. આખરે એક ખૂણામાં ભરાઈ બેઠેલી એક નાજુક, સ્વરૂપવાન રમણી પર એની નજર પડી. એણે તુરતજ એનો ચોટલો ઝાલ્યોઃ "તું જ રાણી કે ?" રમણીએ ના પાડી, ચોટલો છોડાવી દીધો અને ચીસો પાડી બહાર છજામાં દોડી. રાજકુમાર જોડેના જ કમરામાં હતો. એનું જ નામ તે પોકારતી હતી. ત્રણ વાર એનું નામ એણે પોકાર્યું. ત્રણ વાર રાજકુમારે તે સાંભળ્યું. ચોથી વાર તે બોલે તે પહેલાં તો એક હીચકારા જાપાનીએ તલવાર ખેંચી તેની સુકોમળ ડોક પર ઘા કર્યો. ફુલઝાડ પરથી નાજુક ફુલ ખરી પડે એમ તેના સુકોમળ દેહ પરથી મસ્તક ખરી પડયું, અને જાપાની સરકારને શિર સદાને માટે સ્ત્રીહત્યાનું કલંક ચોંટયું.

## રૂશિયા ઉભું થયું

ચાર માસ સુધી રાજા અને રાજકુમાર નજરકેદ રહ્યા. છેવટે સ્ત્રીના પોશાક પહેરી પાલખીમાં બેસી

રૂશિયાના એલચીના મકાને આવી ચઢ્યા. રૂશિયાના એલચીને તો 'ઘેર બેઠે ગંગા' આવી. તુરત જ એણે રાજા અને રાજકુમારને આશ્રય આપ્યો. જાપાને પણ વખત વિચારી રૂશિયા સાથે સુલેહ કરી. અને રૂશિયા સાથે સમજુત કરી ઉત્તર કોરીઆમાં વેપાર કરવાની છૂટ રૂશિયાને આપી, અને દક્ષિણ કોરીઆ પોતાને માટે રાખ્યું. સને ૧૮૯૮ માં કુમાર તૈવૂન પરલોક સીધાવ્યા, પણ સસરાવહુની લડાઇમાં કોરીઆને નિર્બળ બનાવી પરદેશીઓના પંજામાં મૂકતા ગયા.

## 'સ્વાતંત્ર્ય મંડળ'

અમેરિકા દેશપાર થયેલા ડૉ. ફીલીપ જૈસને કોરીઆ પાછા ફરી તા. ૭ એપ્રિલ, ૧૮૯૬ ના રોજ 'સ્વતંત્ર' (ઈન્ડીપેન્ડન્ટ) નામનું નવું પેપર કહાડ્યું, અને એ નામનું મંડળ સ્થાપ્યું. આ મંડળ દ્વારા પરદેશીઓના પંજામાંથી કોરીઆને મુક્ત કરવાની અને કોરીઆનું રાજતંત્ર કોરીઆની પ્રજાને સ્વાધીન કરવાની ચળવળ શરૂ થઈ. જોતજોતામાં એ મંડળમાં ૧૦,૦૦૦ સભાસદ નોંધાઇ ગયા, અને રૂશિયાના અમલદારોના હાથ નીચે કોરીઆના લશ્કરને તાલીમ આપવા સામે તેમણે વાંધો ઉઠાવ્યો. એક દિવસ દશેહજાર સભાસદ રાજમહેલ આગળ એકઠા થયા, અને રાજાને રૂશિયાના અમલદારોને રજા આપવા અરજ ગુજારી. રાજાએ તેમને

આમતેમ પટાવવા માંડયા પણ તેમણે તો રૂશિયાના અમલ-દારોને રજા આપવામાં ન આવે ત્યાં સુધી ડગલું પણ ન ભરવાની હઠ પકડી. છેવટે રાજાને એ અમલદારોને રજા આપવી જ પડી. સને ૧૮૯૮ માં મંડળના નવા પ્રમુખ સિંગમેન રીએ ગંજાવર જાહેરસભાઓ ભરવા માંડી અને તેમાં પડદાનશીન સ્ત્રીઓ પણ સામેલ થઈ. આ જોઇ રાજા ચમકયો, અને મંડળને વિખેરાઇ જવાનો હુકમ કર્યો. વિખેરાઇ જવાને બદલે મંડળના તમામ સભાસદો પોલિસચોકી પર હાજર થયા. રાજાએ મુખ્ય મુખ્ય ૧૭ આગેવાનોને પકડી લીધા, પણ એથી શાન્તિ ફેલાવાને બદલે પ્રજાનો પુણ્યપ્રકોપ પ્રકટી ઉઠયો, અને રાજાને પાંચ દિવસની અંદર બધા આગેવાનોને છોડી દેવા પડયા. છેવટે સમાધાન માટે વાટાઘાટ ચાલ્યા બાદ પ્રમુખ સિંગમેન રીને કેદ કર્યો, અને એના પર પારાવાર સિતમ ગુજાર્યો. સને ૧૯૦૪માં ૭ વરસે એને છૂટોકર્યો. એજ સાલમાં જાપાન અને રૂશિયા વચ્ચે લડાઇ સળગી. એમાં રૂશિયા હાર્યું, અને કોરીઆનું સારૂં ક્ષેત્ર જાપાનને હાથ આવ્યું.

## એકલું જાપાન

જાપાને આ સ્થિતિનો લાભ લેવામાં ક્યાશ રાખી નહિ. સન ૧૮૯૫ માં ચીન સાથે, સન ૧૮૯૮ માં રૂશિયા સાથે અને સન ૧૯૦૨ માં ઈંગ્લાંડ સાથે જાપાને કરેલી સંધિમાં કોરીઆની સ્વતંત્રતા જાળવવાની જાપાને શરત

રાખી હતી. સન ૧૯૦૫ માં જાપાને કોરીઆના રાજા સાથે સંધિ કરી. એમાં એવી શરતો કરી કે કોરીઆના રાજાએ પરદેશ સાથેના વહેવારમાં જાપાનની હરહમેશ સલાહ લેવી, અને 'લશ્કરી કામ માટે' જાપાનને કોરીઆમાં હરેક પ્રકારની અનુકૂળતા કરી આપવી. સંધિ પરની શાહી સૂકાઇ પણ નહોતી અને જાપાને તા. ૧૭ જુન, ૧૯૦૫ ના રોજ હુકમ બહાર પાડયો કે 'લશ્કરી કામ માટે' તમામ વણખેડાયેલી જમીનની જાપાનને જરૂર છે, માટે એ જમીનના માલેકોએ જાપાનની સરકાર પાસેથી એ જમીનની કિંમત લેઇ જવી. આપણે જોઇ ગયા કે કોરીઆ ખેતીપ્રધાન દેશ છે. આવા હુકમથી કોરીઆના ખેડૂતોમાં કેટલો ગભરાટ ફેલાયો હશે એ કલ્પી શકાય એવો છે. જાપાને જાપાની મજૂરોને રેલ્વે લાઇન પર ઉતારવા માંડયા અને લાઇન પરની તથા આગળ પાછળની બધી જમીન ૨૦મા ભાગની કિંમત આપીને 'લશ્કરી કામ માટે' ખરીદવા માંડી. જે લોકોએ એ ભાવે પોતાની જમીન વેચવાની આનાકાની કરી તેમને પરભાર્યા કોરીઆના રાજા પાસે મોકલ્યા અને જણાવ્યું, કે 'પૈસા ત્યાંથી લેઇ લેજો.' પણ રાજા પાસે શું હોય તે મળે ? બીચારાઓની જમીને ગઈ અને પૈસાયે ગયા. રેલ્વે લાઇન પરની તથા આગળ પાછળની બધી જમીન ખરીદી લીધા બાદ રાજધાની સિયુલની આસપાસની જમીન ખરીદાવા માંડી. એ પણ 'લશ્કરી કામ માટે,' જાપાની સિપાઇઓની છાવણી માટે!

એના માલેકોની પણ એ જ વલે થઇ. કેટલાકને થોડા ઘણા પૈસા મળ્યા, કેટલાકને રાતી પાઇ પણ ન મળી. જમીન ખરીદાયા પછી રહેવાનાં ઘરો પર હલ્લો થયો. જાપાનીઓએ માલેકોને દબડાવી ઓછી કિંમતમાં ઘરો પડાવી લેવા માંડયાં, અને કેટલીક વાર તો આડા થયા એમના ખોટા દસ્તાવેજ કરી એમને એમ ઘર લેઇ લીધાં. કોઇક કોઇક સ્થળે જાપાનીઓ નાગા થઇ પાડોશી કોરીઆવાસીઓનાં ઘરોમાં ઘુસી જવા લાગ્યા અને એમના જનાનામાં પેસી જઇ સ્રીઓને ગભરાવવા લાગ્યા. આથી માલેકો આપો-આપ ઘર ખાલી કરી ગયા. કેટલાયે કોરીઆવાસીઓએ જાપાનીઓના ત્રાસથી ડરી જઇ પરદેશીઓને નામે પોતાનાં ઘરબાર ચઢાવ્યાં, અને એ રીતે પોતાની સ્થાવર મિલકતને જાપાનીઓની નજરમાંથી બચાવવા લાગ્યા. આ બાબતમાં જાપાની સરકાર પાસે ફરિયાદ લેઈ જનારને કંઇ દાદ મળી નહિ, અને કોઇ પરદેશી (અમેરિકન કે ફ્રેન્ચમેન) વચમાં પડે તો જ કોરીઆવાસી જાપાનીની સામે ન્યાય મેળવી શકે એવી સ્થિતિ બની રહી. જાપાની શાહુકારો અને વેપારીઓની લુચ્ચાઇનો પાર રહ્યો નહિ. ગમે તે કોરીઆવાસી પાસેથી દેવું ચૂકવ્યું હોય તોપણ 'નથી ચૂકવ્યું' કહી બમણા પૈસા લેવા, એનો માલ હજમ કરી જવો, એનાં ઘરબાર પડાવી લેવાં એ તો એમનો રોજનો ધંધો થઈ પડયો. ટ્રામગાડીમાં કે રેલગાડીમાં વગર ટિકીટે મુસાફરી કરવી અને ટિકીટ માગે એટલે ટ્રામ કે રેલના

પાટા પર સૂઈ જવું એ પણ જાપાનીઓની રોજની કારી-ગિરી થઈ પડી. ઘર બાંધવાને માટે કોરીઆવાસીઓને દહા-ડીએ બોલાવવા, એમને ત્રીજા ભાગની પણ રોજી ન આપવી, અને બડબડે તો જાપાની પોલિસોને સોંપી ફટકા મરાવવા એ પણ એમનો દૈનિક વ્યવસાય થઇ પડયો—અને આ બધું 'લશ્કરી કામ માટે'!

## કોરીઆનું ગુલામીખત

પણ આટલેથી જ જાપાનીઓ અટકયા નહિ. અને ૧૯૦૫ ના નવેમ્બર માસની ૧૫ મી તારીખે જાપાની એલચી માર્કિવસ ઇટો કેટલાક જાપાની સિપાઇઓને લેઇને રાજમહેલમાં આવ્યો અને કોરીઆનું રાજતંત્ર તથા પર-દેશ સાથેનો બધો વ્યવહાર ચલાવવાનું જાપાનને સોંપવાના ખરડા પર સહી કરવા રાજાને તેમજ પ્રધાનમંડળને જણાવ્યું. બે દિવસ સુધી રકઝક ચાલી. રાજા તો બધો તાલમેલ જોઇ ગભરાઇ ગયો અને એક પાસેના ઓરડામાં ભરાઇ બેઠો. વડા પ્રધાન હાંકયુ સુલે સહી કરવાની ના પાડી. જાપાની સેનાધિપતિ માર્શલ હાસગાવાએ તલ-વાર ખેંચી. વડા પ્રધાને કહ્યું: "હિમ્મત હોય તો લગાવી જો." એ જાપાની સિપાઇઓએ વડા પ્રધાનને પકડી લીધા અને જોડેના ઓરડામાં ખેંચી ગયા. બાકીના વજીરો સમજ્યા કે વડા પ્રધાનને મારી નાંખ્યા. એમની આસપાસ હથિયારબંધ સિપાઈઓ ફરી વળ્યા અને ત્રણ વજીરોના

હસ્તાક્ષર ખરડા પર લેઇ લીધા. રાજાએ અને વડા પ્રધાને એ ખરડા પર સહી ન જ કરી. છતાં કોરીઆ સાથેની સુલેહ તરીકે એ ખરડો બીજે દિવસે બહાર પડયો. ખરડો વાંચી બધાનાં દિલ ઉશ્કેરાઇ ગયાં, અને રાજના જૂના વજીરો, વડા અમલદારો વગેરે લડાઇખાતાના માજી વજીર મીન યોન્ગ વ્હાંની આગેવાની નીચે રાજાને અરજ કરવા રાજમહેલમાં આવ્યા. રાજાએ જણાવ્યું કે કહેવાતા સંધિ-પત્ર પર એણે સહી કરી જ નથી.

આગેવાનોએ સંધિપત્રને રદ્દ જાહેર કરવા વિનંતિ કરી. પરંતુ જે રાજાએ એકવાર પાલખીમાં નાસી જઇ પરદેશીઓનો આશ્રય લીધો હોય તે તેમની સામે ક્યાંથી લઢી શકે ?

આજે દેશમાં કુમાર તૈવૂન પણ નહોતા. તેમને પર-લોક સીધાવ્યે આજે સાત વર્ષનાં વહાણાં વ્હાયાં હતાં. દેશમાં કોઇ નર નહોતો જે રાજાની શુદ્ધબુદ્ધ ઠેકાણે આણે, અને દેશની સરી જતી સ્વતંત્રતા બચાવી લે. સર્વેએ એકબીજાના સામું જોયું. અને રાજાએ નીચી મુડી કરી ડોકી ધુણાવી.

## વજીરોનો આપઘાત

પ્રતિનિધિમંડળ પાછું ફર્યું. માજી વજીર મીન યોન્ગ વ્હાંએ ઘેર આવી ઝેર ઘોળી પીધું. બીજાઓએ પણ તેની માફક આત્મહત્યા કરી. ગુલામ બની રહેવા કરતાં

મરણ તેમને હજાર દરજ્જે પ્રિય લાગ્યું. આની આખા દેશ પર અસર થઇ. રાજાએ અમેરિકાને વચ્ચે પડવા કહેણ મોકલ્યું. અમેરિકાએ વચ્ચે પડવા ના પાડી અને સન ૧૮૮૨માં કોરીઆ સાથે થયેલા તહનામાનો ઉઘાડે છોગ ભંગ કર્યો.

કોરીઆવાસીઓ આથી હતાશ થઇ ગયા. માર્કિવસ ઇટોએ કોરીઆને જાપાનની અંદરજ સમાવી દેવાની રાજનીતિ અખ્તિયાર કરી. આ માટે તેણે તેમના રીતરિવાજો પર હાથ નાંખ્યો. કોરીઆમાં પુરૂષોએ ચોટલો રાખવાનો રિવાજ હતો. એ ચોટલાની તેઓ માથા ઉપર ગાંઠ વાળતા. માર્કિવસ ઇટોએ સરકારી નોકરીમાં રહેલા તમામ અમલદારો, માજીસ્ટ્રેટો વગેરેની એ ગાંઠ કાપી નાંખવાનો હુકમ કહાડયો, અને એમને પોતાની લાગવગ નીચેના તમામ પુરૂષોની એ ગાંઠ કાપી નાંખવાને ભલામણ કરી. આ ઉપરાંત સરકારી અદાલતોમાં અને નિશાળોમાં જાપાની ભાષા દાખલ કરી, ધર્મનું શિક્ષણ કમી કર્યું અને કોરીઆનાં જૂનાં પુસ્તકો ખોળી ખોળી બાળી નાંખ્યાં. કોરીઆના જૂના સફેદ દૂધ જેવા પોશાકને બદલે કાળા અને ખાખી રંગના કોટ પાટલૂન પહેરવાની લોકોને અનેક રીતે કનડગત કરી ફરજ પાડી. કોરીઆવાસી પાસેથી "લશ્કરી કામ માટે" લેઈ લીધેલી જમીન પર જાપાની મજૂરો અને ફેરીઆઓને વસાવ્યા. સિયુલમાં અને બીજાં મોટાં શહેરોનાં મુખ્ય બજારોમાં જાપાની ગીશાઓને લાવી વસાવી અને અફીણમાંથી અર્ક ખેંચી તેનો મોર્ફીઆ બનાવી

ગામેગામ જાપાની ફેરીઆઓ વેચવા નીકળ્યા. કોરીઆના ખેડૂતો હુક્કામાં તમાકુને બદલે મોર્ફીઆ ભરી પીવા લાગ્યા. પહેલાં તેમના હુક્કાની નળીઓ લાંબી રહેતી. જાપાની સરકારના આવ્યા પછી એના હુકમથી એ નળીઓ ટૂંકી થઈ ગઇ હતી. આથી તેમના હુક્કાની પહેલાંની લહેજ્જત ચાલી ગઈ હતી. પણ આ મોર્ફીઆના પ્રતાપે તેમના ટૂંકા થઈ ગયેલા હુક્કાઓમાં લહેજ્જત ફરીથી જામી અને તેઓ હુક્કો ગગડાવતાં, જાપાની-ના માલના વખાણ કરતાં, તેની વાટ જોતાં ખેતીની ચિંતા ભૂલી બેઠા. નવા વ્યસનને વશ થઇ તેમણે અનાજને બદલે અફીણનું વાવેતર કરવા માંડયું, અને કેટલીયે સારી જમીન ખેતીના કામ માટે નકામી થઇ ગઈ. બીજી જાતના જાપાની ફેરીઆઓ ગીશાઓની મંડળીઓ લેઇ ગામડાંઓમાં ફરવા લાગ્યા, અને લોકોને નવે જ રંગે ચઢાવવા લાગ્યા.

આ ઉપરાંત કોરીઆની ગુણિકાજાતની કિસાંગ છોકરીઓને ગીશાનો પરવાનો લેવાની જાપાની સરકારે ફરજ પાડી અને એને લીધે કેટલીયે કિસાંગ છોકરીઓ પોતાનો નાચવાગાવાનો અસલ ધંધો છોડી બજારની વેશ્યાઓ બની ગઇ. કોરીઆના અમીરોના ઘરોમાં જાપાની ખાનસામા રાખવાની ફરજ પાડવામાં આવી, અને એ ખાનસામાની રજા સિવાય એક પાઇ પણ ખર્ચવાની સત્તા અમીરો પાસેથી ખુંચવી લેવામાં આવી.

આવી આવી અનેક વાતો બની. આ વાતોથી નાખુશ થઈ કોરીઆમાં વસતા પાદરીઓ અને અમેરિકનો પોતાને દેશ પત્ર લખતા ત્યારે એ સર્વ હકીકત વિગતવાર લખી જણાવતા, અને એની સામે સખ્ત ફરિયાદ કરતા. આવા કેટલાક પત્રો છાપાઓમાં પ્રગટ થતા અને એથી જાપાનીઓની આંખમાં એ કાંટાની માફક ખટકતા. એથી ગોરાઓને હેરાન કરવામાં તેઓ બાકી રાખતા નહિ. જાપાની સિપાઇઓ એકલદોકલ *ગોરા પર બંદુક લેઇ આક્રમણ કરતા, અને મિશનરી બાઇઓ પર પણ હાથ નાંખતાં ખંચાતા નહિ. સન ૧૯૦૬માં જાપાની એલચી કાઉન્ટ ટનાકાએ સોંગડોનો મશહૂર પાગોડા તોડાવી નાંખ્યો અને તેના પથ્થર ગાડાંમાં ભરી, ટોકીઓ રવાના કર્યા. કોરીઆના વર્તમાનપત્રોએ આ વિષે ખૂબ શોર મચાવ્યો. આમાં (અંગ્રેજી) કોરીઆ ડેઇલી ન્યુસ મુખ્ય હતું. એનો તંત્રી મિ. બેથેલ અંગ્રેજ હતો. જાપાનના અન્યાયો અને જુલમોની જે હકીકતો કોરીઆના પત્રો એ સરકારના ડરને લીધે પ્રગટ કરી શકતા નહિ તે બધી પોતાના પત્રમાં એ બેધડક પ્રગટ કરતો, અને આખી દુનિયાનું તે તરફ ધ્યાન ખેંચતો. જાપાન આ પ્રકાશનથી ગભરાતું, અને એથી આ નીડર અંગ્રેજ પત્રકાર ઘણા વખતથી એને સાલતો. પાગોડાની વાત બહાર પડતાં એની ધીરજ ખૂટી ગઇ.

---

* Mr. and Mrs. Weigali ( Dec. 1905 ) Mr. Mac Rae.

૧૯૦૬ ના અક્ટોબર માસની ૧૪ મી તારીખે બ્રિટિશ કોન્સલજનરલની અદાલતમાં હાજર થવા મિ. બેથેલને જાપાની સરકારે (તા. ૧૨ મીએ) કહેણ મોકલ્યું. મિ. બેથેલ વગર વકીલે હાજર થયો એટલે એની પાસે ૭ મહિના માટે ૩૦૦ પાઉંડના સારી ચાલના જામીન માગ્યા અને જામીન ન આપે ત્યાં સુધી પત્ર બંધ કરવા હુકમ કહાડયો. પત્ર ૭ મહિના પછી ફરીથી શરૂ થયું. ૧૯૦૮ ના જુન માસમાં એના પર ફરીથી કામ ચાલ્યું અને ત્રણ અઠવાડીઆની સજા કરી, ૭ મહિના સુધી સારી ચાલ રાખવા માટે અમુક રકમ જામીનગીરીની માગી. મિ. બેથેલે જામીનગીરીની રકમ નહિ ભરી, અને ૬ ½ મહિનાની જેલ કબૂલ રાખી. પણ જેલમાંથી છૂટયા પછી તુરત જ તેનો દૂભાયેલો આત્મા આ નશ્વર સંસાર છોડી ચાલ્યો ગયો.

માર્કિવસ ઇટોએ એક બાજુ પ્રજાને આ પ્રમાણે નિર્વીર્ય અને નિર્જીવ બનાવી દેઇ જાપાનની અંદરજ સમાવી દેવાનો પ્રયાસ આરંભ્યો, ત્યારે બીજી બાજુ રાજા ઉપર ૧૯૦૫ ના તહનામા પર સહી કરવા વધારે ને વધારે દબાણ જારી રાખ્યું. રાજમહેલના તમામ જૂના નોકરોને એણે રજા આપી, અને એમને બદલે જાપાની નોકરોને રાખ્યા. દરવાજા પર જૂના અંગરક્ષકોને ખસેડી જાપાની સિપાઇઓ ગોઠવ્યા. રાજમહેલની બાંદીઓના પોશાકમાં ફેરફાર કર્યો, અને રાજના નોકરોનો પોશાક પણ બદલી નાંખ્યો. કોરી-

આનો અસલી સફેદ પહેરવેશ બદલાઇને પાશ્ચાત્ય ઢબનો પરદેશી પોશાક રાજદરબારમાં તેમજ કચેરીઓમાં દાખલ થયો. રાજાને સન ૧૯૦૫ ના તહનામા પર સહી કરવા માર્કિવસ ઇટોએ ઘણોયે સમજાવ્યો; સામ, દામ, દંડ, ભેદ હરેક ઉપાય અજમાવ્યા પણ રાજાએ તો ' જાન જાય તો ભલે જાય, પણ સહી ન કરૂં ' એ જ હઠ પકડી. સન ૧૯૦૭ માં હેગની પરિષદ્ મળી. રાજાએ મહેલમાં રહ્યે રહ્યે બહારના માણસો સાથે સંદેશા ચલાવી પોતાના પ્રતિનિધિઓને એ પરિષદ્માં મોકલ્યા. પણ કોઇએ તેમની વાત ત્યાં સાંભળી નહિ. રાજા હતાશ થયો. માર્કિવસ ઇટોને ' ભાવતું હતું ને વૈદે કહ્યું. ' એણે રાજાને ગાદીએથી ઉઠાડી મૂકયો અને એના નમાલા દીકરાને રાજ્યાભિષેક કર્યો. નવો રાજા ગાદીએ આવ્યો કે તુરત જ એના નામથી કોરીઆના જૂના ' ભાડૂતી ' લશ્કરને હથિયારો સોંપી દેઇ વિખેરાઈ જવાનો જનરલ હાસગાવાએ હુકમ કર્યો. લશ્કરે વિખેરાઇ જવાને બદલે દારૂગોળો એકઠો કરી લડવાની તૈયારી કરી. જાપાનીઓએ ચોમેર મશીનગનો ગોઠવી લશ્કરની બરાક ઘેરી લીધી, ચાર કલાક સુધી યુદ્ધ ચાલ્યું. કોરીઆ-વાસીઓ ખૂબ બહાદૂરીથી ઝૂઝયા પણ છેવટે જાપાનીઓની મશીનગનો આગળ તેમની હાર થઇ, અને આ બળવો એક જ દિવસમાં સમી ગયો. ૧૯૦૯ માં કોઇ કોરીઆવાસીએ માર્કિવસ ઇટોનું ખૂન કર્યું. ઇટોની જગ્યાએ કાઉન્ટ ટેરોશી આવ્યો. એણે આવીને ૧૯૧૦ માં કોરીઆને જાપાનની સાથે જોડી દીધું, અને

પોતે રેસિડન્ટ–જનરલને બદલે ગવર્નર–જનરલ બની ગયો. એ પછી ત્રાસનું સામ્રાજ્ય ફેલાયું. સાધારણ પોલિસોને બદલે રસ્તામાં સિપાઇઓ ગોઠવાઇ ગયા, અને વર્તમાનપત્રો બંધ પડયાં. સૌ શકદાર માણસો પકડાવા લાગ્યા. ૧૪૯ ખ્રિસ્તીઓને માર્કિવસ ઇટોના ખૂનના આરોપસર ઉભા કર્યા. એમાંથી ૩ જેલમાં જ મરી ગયા, ૨૩ છૂટી ગયા અને ૧૨૩ ને કેફિયત સાંભળ્યા વિના જ સજા થઇ. આથી અમેરિકા વગેરે દેશોમાં હોહા થઈ. જાપાન ગભરાયું, અને એમના કેસની હાઇકોર્ટ આગળ ફરીથી સુનાવણી થઇ. એમાં પરદેશી પત્રોના રિપોર્ટરો વગેરે હાજર રહ્યા. એથી એમને બોલવાની પૂરી છૂટ મળી. એક કેદીએ જુબાની આપતાં જણાવ્યું કે:

"જેલમાં પોલિસે મને નાગો કર્યો અને મારા હાથ મારી પીઠ પાછળ બાંધી મને અદ્ધર ટંગાવ્યો. આવી દશામાં મને ખૂબ વાર રાખી મૂક્યો. આથી હું બેભાન થઇ ગયો એટલે મને નીચે ઉતાર્યો અને પાણી પાયું. હું શુદ્ધિમાં આવ્યો કે પાછો તુરતજ મને અદ્ધર ટંગાવ્યો અને એ રીતે મને કેટલાયે દિવસ સુધી રાખ્યો. એક રોજ, સાંજે એક પોલિસ મારી પાસે આવ્યો, અને મને બે જણાએ સહી કરેલું કબૂલાતપત્ર બતાવ્યું. મેં સહી કરવાની ના પાડી, એટલે એણે મને કહ્યું કે, 'સહી કરીશ તો છૂટી જઇશ, નહિ તો મરી જઇશ ત્યાં સુધી છોડીશું નહિ.' છતાંયે મેં એવી રીતે સહી કરવાની ના પાડી. એણે મને પાછો

અદ્ધર ટાંગ્યો અને બે મહિના સુધી એ રીતે રીબાવ્યો. મને લાગ્યું કે આ લોકો મારો જીવ લીધા વિના છોડનાર નથી, એટલે મેં સહી કરી આપી અને એમણે જેટલું કહ્યું એ બધું કહેવાની હા પાડી."

આવી બીજી કેટલીયે જુબાનીઓ પડી. કેસની સુનાવણી ૫૧ દિવસ ચાલી. છેવટે ૭ જણ સિવાય બધાને છોડી મુકયા, અને એ ૭ જણને પણ ૩ વર્ષ પછી છૂટા કર્યા.

## ગેરીલા લડત

પણ આ બધું કેટલાક તેજ કોરીઆવાસીઓથી સહન ન થયું. એમણે પોતાની ટુકડીઓ ઉભી કરી અને જાપાનીઓની સામે શિવાજી મહારાજની માફક લડવાનું નક્કી કર્યું. તેઓ શિવાજી મહારાજના માવલાઓની માફક ડુંગરાઓમાં ભરાઈ બેસતા, અને લાગ પડયે જાપાનીઓ પર તૂટી પડતા. કેટલીકવાર ડુંગરાઓ પરથી તેઓ જાપાનીઓ પર મોટી શિલાઓ ગબડાવતા, તેમના તાર અને રેલના પાટા ઉખેડી નાંખતા, અને અનેક રીતે તેમને રંજાડતા. જાપાનીઓ આવા અચાનક છાપાઓથી પહેલાં ગભરાઇ ગયા, પણ ધીરે ધીરે એમણે તૈયારીઓ કરવામાંડી. હુમલો કરનાર માણસો છાપો મારીને ડુંગરાઓમાં ભરાઇ જતા હોવાથી તેમને પકડવાનું કામ જરા મુશ્કેલ થયું ખરૂં, પણ એથી જાપાનીઓ ડગ્યા નહિ. એમણે બીજી યુક્તિ શોધી કહાડી. જે ડુંગરાઓમાં આ માણસો ભરાઇ

જતા તે ડુંગરાઓની તળેટી પરનાં ગામો તેમણે બાળવા માંડયાં, અને સ્ત્રી, પુરૂષ, બાળકો જે બળતા ગામમાંથી બહાર નીકળ્યાં તેમને ગોળીથી વીંધવા માંડયાં. આ રીતે તેમણે ગામોનાં ગામ બાળી મૂકયાં અને કેટલોયે મુલક વેરાન કરી નાંખ્યો. ડુંગરાઓમાં ભરાઇ બેસનારાઓને ખાધખોરાકી મળવી મુશ્કેલ થઈ ગઇ. કેટલાંક ગામોમાં તો જાપાનીઓએ ખ્રિસ્તી સ્રીપુરૂષોને તેમના દેવળમાં એકઠા કર્યા, અને દેવળના દરવાજા બંધ કરી દેવળને આગ લગાડી. આગથી દેવળની ભીંતો તૂટી પડી અને કયાંક કયાંક મોટાં બાકોરાં પડયાં. આ બાકોરાં-ઓમાંથી જે માણસો બહાર નીકળવા માંડયાં તેમને જાપાનીઓએ ગોળીથી વીંધી નાંખ્યાં. વર્ષો સુધી આ લડત ચાલુ રહી. આ લડતથી જાપાનીઓ કરતાં કોરીઆ-વાસીઓને વધારે નુકસાન થયું, એટલે ડુંગરાઓમાં ભરાઈ બેસનારાઓની આંખ ઉઘડી, એમની જરીપૂરાણી બંદુકોનો દારૂગોળો ખૂટી ગયો અને એમણે આવી લડત કાઇને છોડી દીધી.

## જાપાનનો કીનો

પણ એથી જાપાનીઓનો કીનો હોલવાયો નહિ. એમણે ગમે તે માણસને પકડવા માંડયાં અને અંધારી કોટડીઓમાં પૂરી તેમના પર કેર વર્તાવ્યો. સને ૧૯૧૬–૧૭ માં જાપાની સરકારના જ હેવાલ મુજબ ૮૨,૧૨૧ મા-

ણુસોને કેદમાં પૂર્યા અને એમાં ૫૬,૦૧૩ માણુસોને તો કાંઇ તરતપાસ કર્યા વિના જ સજા થઇ. ૭૫,૦૦૦ માણુસો પોતાનાં ઘરબાર છોડી કુટુંબકબીલા સાથે કડ-કડતી ઠંડીમાં મંચૂરીઆના બરફના પહાડોમાં હિજરત કરી ગયા. ' હિજરત ' માં તેમની શી દશા થઇ તેનું વર્ણન કોરીઆની એક કોલેજના પ્રિન્સિપાલ મિ. કૂક નીચે પ્રમાણે કરે છેઃ—

" સ્ત્રીઓ પોતાનાં બાળકોને પીઠ પાછળ ઝોળીમાં નાંખી ચાલતી હતી. તેમનાં શરીર પર ફાટયાંતુટયાં વસ્ત્ર ઓઢેલાં હતાં અને એથી એમનાં શરીર અર્ધનગ્ન દેખાતાં. માત્ર બાળકોના દેહની ગરમી સ્ત્રીઓને મળતી, અને સ્ત્રીઓના શરીરની હુંફથી બાળકો જીવતાં રહેતાં. ગમે તેટલું જતન કરવા છતાંયે બાળકોના બચુડીઆ પગ ઝોળીની બહાર રહી જતા અને બરફની ઠંડીમાં ઠરી જતા. કેટલીક વાર તો તેમના પગોની મગની શિંગ જેવી આંગળીઓ એકમેકની સાથે ઠરીને એવી સજ્જડ ચોંટી જતી કે વછૂટતી જ નહિ. ઉમરે પહોંચેલા ડોસાડોસીઓ પોતાની બેવડી વળી ગયેલી કમર લેઇ લાકડીના ટેકાથી ચાલ્યા જતા, અને એમના કરચલીવાળા મ્હોં બરફની ઠંડીથી ફાટી જતાં. છેવટે જ્યારે ચાલવાની હામ ન રહેતી ત્યારે લાકડી નીચે મૂકી 'હાસ' કહી બેસી જતા, અને સાથીઓને આગળ ચાલવાનું કહી પોતે ત્યાં જ મૃત્યુની અનંત નિદ્રાને વશ થતા."

આ રીતે માત્ર ડોસાડોસીઓ જ નહિ પણ કેટલાયે

ભરજુવાન પુરૂષો અને સ્ત્રીઓ ભૂખના ત્રાસથી અને બરફની ઠંડીથી મંચૂરીઆના બરફના પહાડોમાં જ લેટી ગયા, અને એમનાં મુડદાં પર બરફનું જ કફન ઢંકાયું. જાપાનીઓનાં હૃદય મંચૂરીઆના પહાડો કરતાંયે કઠણ થઈ ગયાં હતાં, બરફ કરતાંયે ઠંડાંગાર થઈ ગયાં હતાં કે દર વરસે હજારો સ્ત્રી પુરૂષો અને બાળકો એમનો આશ્રય છોડી એ પહાડોનો અને એ બરફનો આશ્રય લેતાં હતાં ! જે ત્રાસ કરતાં હજારો સ્ત્રી પુરૂષોને બરફની જીવતી કબર વહાલી લાગે એ ત્રાસ કેવો હોવો જોઇએ !

## પેરિસની સુલેહ પરિષદ્

સને ૧૯૧૮ માં પેરિસમાં સુલેહ પરિષદ્ મળી. નાની પ્રજાઓના રક્ષણ માટે મિત્રરાજ્યોએ જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું છે, એવાં વચનોથી કોરીઆવાસીઓ પણ ભોળવાયા. ૧૮૮૨ ના તહનામા મુજબ અમેરિકા કોરીઆને જુલમગારની સામે મદદ કરવા બંધાયું હતું. પણ જ્યારે સને ૧૯૦૫ ના નવેમ્બર માસમાં તલવારની અણીથી જાપાને કોરીઆ પાસે ગુલામીનું ખત લખાવી લીધું અને કોરીઆએ તહનામા મુજબ અમેરિકાને મદદ કરવા વિનંતિ કરી, ત્યારે અમેરિકા લાચારી બતાવી છૂટી પડયું હતું, એ આપણે જોઇ ગયા. ફરીથી પાછા સને ૧૯૧૮ માં અમેરિકા પાસે કોરીઆ બે હાથ જોડી યાચના કરતું ઉભું રહ્યું, અને પ્રેસિડન્ટ વિલ્સન આ વખતે તો જરૂર મદદ કરશે એવી આશાએ ત્રણ પ્રતિનિધિઓને સુલેહ પરિષદ્માં

